# કળીયુગનો ચિતાર યાને
# પૂર્ણ પશ્ચાતાપ ભાગ ૧લો





પ્રત ૧૦૦૦ સંવત ૧૯૮૦

# કળીયુગનો ચિતાર

યાને

# પૂર્ણ પશ્ચાતાપ

ભાગ ૧ લો

લેખકઃ—ગોરધનભાઈ કાળીદાસ પટેલ,

નરસંડા.



છપાવી પ્રગટ કરનાર-

છોટાભાઇ રણછોડભાઈ પટેલ.

[illegible] . નરસંડા.

શ્રી લક્ષ્મિ પ્રીન્ટીગ પ્રેસમાં શા. મણીલાલ ઉગરચંદે છાપ્યુ.

રીચીરોડ—અમદાવાદ.

કીંમત ૦—૪—૦

## ગઝલ.

### ખાદી.

અરે એ હિન્દનાં વાસી? બનો ખાદી તણા પ્યાસી?
બને તે આપની દાસી? હવે ત્હેને સ્વીકારોને?
ચહો જો હિંદ આબાદી? સદા પ્રેમ ધરો ખાદી?
જુઓ ઝબકે? વળી ખાદી? હવે ત્હેને સ્વીકારોને?
અરે એ સજ્જનો દેશી! ચહો શું માલ પરદેશી!
ત્યજો સહુ ઢોંગ વિદેશી? હવે ખાદી સ્વીકારોને?
વિદેશી મોહના છોડયા? કળા હુન્નર બધા તોડયા?
અહા! કુસંગ કયાં જોડયા? હવે ખાદી સ્વીકારોને?
અહા? ખાદી દીસે કેવી? શુશોભિત પ્રેમથી લેવી?
ગણી સૌ? ધર્મની દેવી? હવે ત્હેને સ્વીકારોને?

---

### ભુજંગી,

હતાં માંતપિતા સદાચારી સારાં,
મને ભાસતાં તે સદા પ્રેમી પ્યારાં;
ઉછંગે રમાડે ખીલાવે સદા તે;
રમાડી પટાવે કલાવે મને તે,
હતો એકનો એક માતા પિતાને,
અહા! પ્રેમથી ચાહતો હું ગીતાને;
વધી બુદ્ધિ મારી વધ્યાં વર્ષ મારાં.

અરે! માત પિતા સદા સ્નેહી સારાં;
અહા ! પુત્ર માટે સહ્યું દુઃખ ભારે,
મને નીરખી પ્રેમ કાન્તિ વધારે;
કરે દેવ પૂજા સદા તે પ્રભાતે,
અહા ? કર્મ રૂડું કીધું તે પ્રભાએ.
મને નીરખી થાય અત્યંત રાજી,
સદા પાય લાગું કહી માજી માજી;
વધે વર્ષ વારિ સમો વેગ લાવી,
અરરે ! દશા રાંકડી ક્રુર આવી ?
પિતા મર્મ ભેદે સદા વાત ધારે,
અરે સ્નેહી શાણા કહું શું ? વધારે;
કીધો ભેદ ખુલ્લો અહો ! જો પિતાએ,
વધાર્યા વિચારો કંઈ કર્મ માટે,
સદા લેખ થાયે લખ્યા જે લલાટે:
વિચારે અહો ! લગ્ન મારા સદા તે,
અહો ! દાવ આવ્યો ભલેરો કદાતે,
કુલીન કન્યા હતી એક ધામે,
પિતાજી ફરે છે સદા તેહ ગામે;
કીધું લગ્ન મારૂં વિધિ સૌ પ્રમાણી,
સોહે સુપત્નિ સતિ તત્ત્વ જાણી.
વધ્યાં વર્ષ મારાં. વધ્યો પ્રેમ ધાડો;

થયો પ્રેમ રૂપી સદા દોર જાડો;
જુવાની વહે છે. સદા વારિ વેગે,
અહો ! તે વધે છે કુળા છોડ શેગે;
સદા પત્નિ મારી રૂડો પ્રેમ લાવે,
મને બાઈ હંમેશ અત્યંત ભાવે,
હુતો મગ્ન જેવો પિતામાત સાથે,
થયો મગ્ન તેવો હુવે પત્નિ સાથે.

પત્નિ સદા કહે, મુવાં માતપિતા,
તમે શું કરો છો ? બળી તેહ ગીતા;
પ્રભુએ સહુને રૂડો દેહ આપ્યો,
અહાહા? જુઓ આ ? જુદો રંગ વ્યાપ્યો.
રૂચે નહિ બાઈ ? મને વૃત્તિ ત્હારી,
લાગે ? અહા બસ ! કલેજે કટારિ;
અરે લગ્ન કીધાં તમે મારી સાથે,
હુવે તાપ દીસે પરિપૂર્ણ માથે.
રૂચતી નહિ જો ? તમારી કૃતિ આ ?
ખરેખર હુઠાવો ? તમારી સ્મૃતિ આ ?
હુવે લાડ તેનાં, તમોને શું શોભે ?
ત્યજો શું અમોને ? તમાષાજ લોભે ?
થશે પુત્ર સારો ભણાવો ગણાવો.
અરે ધામ રૂડાં શુશોભિત ચણાવો,

થયાં માતપિતા અહો વૃદ્ધ જેવાં,
થશું આપણે સર્વ કો કાલ તેવાં.
અરે કોઈ આવે નહિ કોઈ સાથે,
જવાના રવાના થશું ઠાલી હાથે,
થયો સ્તબ્ધ બાઘો સૂણી વાત પોતે,
ચઢયો પ્રેમ કાચા તણી લંબ જ્યોતે;

*    *    *    *

પિતા માત ત્હેનાં ખરૂં તત્વ જાણે,
અહા! શુભ કર્મો સદા તે પ્રમાણે,
નથી સેવ ઇચ્છા અરે પુત્ર કેરી,
અહો ? વૃદ્ધ કાયા દીસે છે. ભલેરી;
અરે માતપિતા સદા શાન્તિ રાખે,
વૃત્તિ સદા પોત પોતાની ભાખે.
કીધી ન સેવા, કંઇ તેં પિતાની
કીધી ન સેવા, કંઇ તેં સીતાની
અરે! મૂર્ખ પ્રાણી કરે કર્મ શું આ
અરે પાપી પ્રાણી ધરે ધર્મ શું આ
સુપત્ની વદી જો હવે સર્વ સુખી,
સીધાવ્યાં જનેતા અને મુગ્ધ રૂખી.
સદા પત્નિી ત્હેની રૂડો બોધ દેતી,
રૂડાં ધામ પોત કરાવા કહેતી;
અલંકાર રૂડા તમે પ્રિય લાવો,
પતિજી! મહા પુન્યશાળી કહાવો!

## ગઝલ.

રૂવે આ છોકરાં સર્વે, ઘરેણાં માગતાં દુખે,
પતિજી શું રહ્યા બેસી ! અલંકારો ઘડાવોને !
મઝાની મોજડી લેવી, અલંકારે જડી દેવી !
અહા ! સુંદર દીસે કેવી ! ભરત કામે ભરાવોને !
રૂચેના ચોળી આ જરીએ, કીનારી સીલ્કની લ્હઇયે !
રસીક સાડી લઈ સાદી અહા ! તોયે મઢાવોને !
બળી આ બંગડી જાડી, સુવર્ણી ઢોરની લઇએ,
પતિજી પ્રેમના પ્યાસી, અલંકારો ઘડાવોને !

---

ખજાના ભર્યા તે નહિ કામ આવે: !
અરેરે ! ઉગારો સદા કેમ ફાવે; !
અહાહા ! પતિજી ! તમે આશું ધારો !
ભર્યા દામ પોતે છતાં શો ઉધારો
વિચારો કરે ઉગ્ર સદાય સ્ત્રી, તે,
કરૂં ઘાટ તેનો પ્રયુક્તિથી પ્રીતે;
પતિ સીધાવ્યા અહા ! કંઈક કામે,
કીધા ચાર ચંડાળ તૈયાર સામે.
પતિ દુષ્ટ મારો, હું તો તેથી હારી,
કરો કામ આજે તમો એક ભારી.
સૂવે આ સ્વધામે, ત્રીજે માળ પોતે,

કરો ઘાટ ત્હેનો ધરો વાત આ તે
હજારી દઉં દામ આજે તમોને
સંતોષ આપો ખરેખર અમોને
ધાર્યું ધણીનું સદા બાઇ જાશે !
જોજે વિચારી ઝડપ જીવ જાશે.
ચંડાળ ચારે ચઢી કંઇક પેઠા,
એકાન્ત ઠામે અહા, તેહ બેઠા.
પતિ આવી પોતે સૂતેલો શયનમાં,
ખરે નિંદ ભાસે ! અહાહા ! નયનમાં
ચંડાળ આવ્યા કૂડુ કામ ધાર્યું,
જાગ્યો સૂતેલો, અહા ! કોણ આવ્યું !
તમે કોણ બાપુ ! પધાર્યા શું કામે !
કહો વાત સાચી ! પધાર્યા શું કામે !
અરે મૂર્ખ પ્રાણી ! હવે મોત આવ્યું,
ખરે મોત ત્હારૂં ! અમોનેજ લાવ્યું.
કહી દયો તમે ભાઈ ! ગુન્હો શું મારો
નથી કાંઈ કીધો ગુન્હો મેં તમારો !
સુપત્ની તમારી દીસે પુન્ય શાળી,
અહો ! તેહ મારે તને મૂર્ખ પાળી !
ક્ષણ એક થોભો અરે ! વીર મારા !
ધારૂં સમરવા પ્રભુ પ્રાણ પ્યારા.

* * * *

અરે ! દૈવ આ તેં કૂડો કોપ કીધો ?
મને મોહ માયા તણો સંગ દીધો.
ફસાવ્યો મને મોહ સંચા મહી તેં ?
ફસાવ્યો સદા રંગ સંચા મહી તેં.

બધા બંગલા ને બધાં હાટ ભારે,
નહિ સાથ આવે હવે તેહ મારે;
અરે ? ક્રોડ દામો તણાં ધામ કીધાં ?
અરે ? ક્રોડ પાતક, સદાશિવ ? લીધાં.
મને સ્વાર્થી માયા તણો રંગ લાગ્યો,
સદા પુત્ર પત્ની તણો પ્રેમ લાગ્યો;
ચઢયો જંગમાં હું અહો ? પત્ની સાથે ?
અરે કારમો ઘા, કીધો મેંજ હાથે ?
જુવાની ઉછાળે, રમ્યો મોજ સંગે,
ચઢાવ્યો મને કર્મ ? કૂડા કુસંગે ?
કીધી નહિ માત પિતાની સેવા !
અરેરે ! જમ્યો હું કૂડા મિષ્ઠ મેવા;
મુવાં માત પિતા અરે દુ:ખી હાલે,
અરેરે ? વિધાતા ગદા શૂલ સાલે,
અરે ? માત પિતા સદા દુ:ખ દીધુ,
તમારૂં ભલુ કૈં કદી મેં ન કીધુ.
અરે ? માત પિતા સદા માફ માગું ?

મને માફ આપો પ્રભુ પાય લાગું.
અરે ! માત પિતા મને માફ આપો ?
અરેરે ? તમારૂં પ્રભુ કષ્ટ કાપો.
હુજારો પ્રણામો કરૂં સાર પિતા.
નમામિ પ્રણામે, સદા સુજનેતા.

## ગઝલ,

પ્રભુનું નામ ના લીધુ, અહા! કૂકર્મ મેં કીધુ,
પ્રભુજી પ્રાણથી પ્યારા, હવે વિનતિ સ્વીકારોને
કીધાં મેં સૌ કૂડાં કામે, કપટથી કંઇ ભર્યા દામો.
કીધા મેં સર્વ કૂધારા, હને વિનતિ સ્વીકારોને !
મનુષ્યા દેહ તેં દિધો, અહા ! શુભ લ્હાવ ના લીધો,
પ્રભુજી હે પિતા મારા, હવે વિનતિ સ્વીકારોને !
ઉડાવી મોજ મેં ઝાઝી, કીધી પાજી દગલબાજી,
લીધા મેં પાપના ભારા, હવે વિનતિ સ્વીકારોને !
અહા ? સુખ શાન્તિ સૌ દેતા, સકળ આ વિશ્વના નેતા,
બળ્યા સૌ કોક કૂધારા, હવે વિનતિ સ્વીકારોને ?
હવે આખર દશા ભાસે પુરાણાં પાપ ઉજાસે
કીધા મેં ક્રોડ કૂધારા, હવે વિનતિ સ્વીકારોને ?
સગાં સૌ સ્વાર્થને રોતાં, હવે આંસુ ન કો લોતાં,
સુધારા કોક કૂધારા, હવે વિનતિ સ્વીકારોને ?

અહા ? પૈસા પુંજી સારી, આવે સાથ તે મારી,
બળ્યા એ સર્વ ઉધારા, હવે વિનતિ સ્વીકારોને.

*　　　*　　　*　　　*

ત્યજી હર્ષ શાને વૃથા શોક ધારે ?
થવા કાળ મિથ્યા ન થાએ લગારે ?
હતા રામ રાજા મહાતત્વ વેત્તા,
સદા બ્રહ્મ જ્ઞાનેય નિમગ્ન રે'તા,

લહી વાત, ત્યાગી સીતા કૂ વિચારે,
થવા કાળ મિથ્યા ન થાએ લગારે ?
ભલા પાંડવો જો હતા છત્રધારિ,
ગયું રાજ્ય, વનમાં ભમ્યા થઇ ભિખારી;

હર્યા ચીર ચતુરા તણાં ધીર ધારે,
થવા કાળ મિથ્યા ન થાએ લગારે ?
કસોટી લીધી સત્યની સુખ દેખી ?
હરિશ્ચન્દ્રે આફત ઉરે ન લેખી;

મૂવો પુત્ર રાણી ગણીકા દવારે.
થવા કામ મિથ્યા ન થાએ લગારે ?
જુઓ રાય રાવણ કૈં કોઈ કાંના ?
બન્યાં દેવ દાનવ સદા દાસ જેના;
ગયો લંક ભૂમિ ત્યજી પળવા રે,

થવા કામ મિથ્યા ન થાએ લગારે.
મને મારશો ના? મને મારશો ના?
બચાવો તમે જો? મને મારશો ના?
તમે જો ઉગારો? હું તો કંઈક આપું?
તમારા બધાની સદા કષ્ટી કાપું.
જીવતદાન આપો દયા કંઈક લાવી.
કળાય ના? પંથ અદૃષ્ટ ભાવી?

તૈયાર થઈ જા! અરે મૂર્ખ પ્રાણી?
બધી ખુશામત હવે ધૂળ ધાણી.
ભલે એક આપી હજારી તમોને?
દઉં પાંચ પ્હેલી બચાવો અમોને?

તૃષા તમારી પરિપૂર્ણ કરજો,
જીવતદાન આપી આનંદ ધરજો?
અરે દ્રવ્ય આપી જીવતદાન માગે!
ભંડાર સહુ જોઈ ચંડાળ જાગે;

પુરો કરી દ્રવ્ય બધું હરો સૌ?
કરો કામ સહસા! હૃદે ધરો સૌ?
ક્ષમા આપની હે કૃપાનાથ માગું?
પછી શબ્દ બે નમ્રતા ધારી ભાખું?
હૃદે હેત ધારી દયા આપ દેજો,

ખરે આ કૂકર્મી બચાવી જ લેજો ?
નથી મેં કરી આપની કાંઈ ભકિત,
નથી આપના ગુણુ ગાવાની શક્તિ;
દયા લાવીને, દાસ પ્રીતે ઉગારો,
ભૂલ્યો હું કરોડો પ્રભુ ઉપકારો.

## ( ગઝલ )

જરા જન જાળવી લેજે ! પ્રભુ પર ધ્યાન તો દેજે ?
નહિ રવડી કદી મરજે ? કૂડો કળીયુગ જો આવ્યો,
સદા પાતક શિરે લેતો ? મૂકયો આ જીવ શું વ્હેતો ?
ગ્રહ્યાં શિખ માર જો મેં તો ? કૂડો કળીયુગ જો આવ્યો ?

નહિ વિશ્વાસ કો કરજે ? કૂકર્મી ધ્યાનમા ? ધરજે ?
પછી રવડી અરે મરજે ? કૂડો કળીયુગ જો આવ્યો ?
નથી કંઈ સંપ આ ઠામે ? રહ્યા સૌ ભાઈ બે કામે,
જરા રે'જે રૂકા કામે ? કૂડો કળીયુગ જો આવ્યો.

લઢે સૌ ભ્રાતને બ્હેનો, ખરે આ ઘોર તે શેનો, ?
અરેરે ? આ ગુન્હો કેનો ? કૂડો કળીયુગ જો આવ્યો ?
અરે કૈં જૂજ ચીજ માટે, લઢે સૌ શિરને સાટે ?
બજારે કે ઘરે હાટે, કૂડો કળીયુગ જો આવ્યો ?

કરે હત્યા ભલે માતા, અગર શિરછત્ર જો તાતા,
ખરે મળમૂત્રમાં ન્હાતા ? કૂડો કળીયુગ જો આવ્યો ?

લઢે કંઈ બ્હેન કે ભ્રાતા , સદા તે કોર્ટમાં જાતા,
અરે કુકર્મી તે થાતા? કુડો કળીયુગ જો આવ્યો ?
અહો ફેશન જુદી લાવ્યો ? સહુને પ્રેમથી ભાવ્યો,
અરે અધર્મી જો ફાવ્યો ? કુડો કળીયુગ જો આવ્યો?
જવા દે એ બધાં પોથાં. બધા જન ખાય છે ગોથાં,
નકામાં સર્વ એ થોથાં? ભલે કળીયુગ જો આવ્યો?
અધર્મી જો રહે સુખે, બધા ધરમી મરે ભૂખે,
સહુના પેટમાં દુઃખ, ભલે કળીયુગ જો આવ્યો?
અધર્મીના પડે પાસા, જવા દે તું બધી આશા,
અહેતું સર્વ નિરાશા, ભલે કળીયુગ જો આવ્યો?

ગળું દાબી ત્હેનો ચહા? પ્રાણ કાઢયો,
પછે એક બે વાર પટકી પછાડયો:
મૂવા તે પહોંચ્યો પિતા માત સાથે,
પિતા માત ભેટયાં સહુ એક સાથે.
રૂડું દ્રવ્ય લીધું કીધો કેર કાળો,
ચંડાળ ચારે કહે ઘર નિહાળો;
લીધી ઘાંસડીને ગયા ઘેર પોતે,
સૂતા સોડ તાણી સહુ ઉંઘ જ્યોતે.
પ્રભાતે ઉઠી પત્ની નિહાળવા તે,
મળે ન કોઈ વળી દ્રવ્ય કૈં તે,
હવે નિરાશા તણી વાત કરવી.
અરેરે અહાહા? હૃડે સર્વ ધરવી.

સીધાવ્યા પતિજી કૂડી વાત ધારી,
અરેરે ? કીધો મેં ઉપદ્રવ ભારી,
નથી કોઈ બેલી ? વળી પુત્ર મારે,
ખરે જો ? વિધાતા કૂડી વાત ધારે;
હવે પોક પાડી રડા કૂટ કરવી,
ખરે શોકની વાત હૃદે જ ધરવી.
અરેરે ? ગયા પ્રાણુ મારા પતિના,
કુડા હાલ થાશે હવે જો સતીના ?
થયા લોક ભેળા જુદી વાત જાણે ?
અરે ? સર્વ ભોળા, નવી વાત જાણે.
ખરે ! ચોર પેઠા જુઓ ખૂન કીધું,
કયા ઘોર પાપે સ્ત્રીનું સુખ લીધું !
થઇ શોધ પાકી ! કદી હાથ લાગે !
સૂણી વાત કાળી, બધા પાપી ભાગે.
ફરી કૈંક દા'ડા કીધી વાત અંધી,
ફર્યા નહી કોઈ કરી શોધ બંધી;
પ્રભુએ કીધું તે સહુ સાર જાણો !
અરેરે ! હવે કોઇ મારૂં પ્રમાણો !

ગઝલ.

પ્રભુને દોષ શો દેઉં !
અહા ! જ્યાં કર્મનું 'દેવું' !
અહા ! છે કીસ્મતી બાજી !

ભલે હું રહું પ્રભુ ગાજી !
મલે છે કર્મની રેષા !
પછી મંડાય જો ! રેખા,
અરેરે દોષ શો દેવા !
બધો છે કર્મનો મેવો.
પતિજી આપ વિજોગે !
દુ:ખી અમ કર્મ સંજોગે;
ગયું અમ રત્ન જે સારૂં !
દીપાવી દીપતું પ્યારૂં.
પતિજી ? યાચના મારી ?
વધો તમ કીર્તિની વાડી ?
હરિહર ! દુઃખ ? સૌ કાપો ?
સદા સુખ શાન્તિમાં રાખો.
રૂવે રોજ નારી અરે ! કોઈ આવો !
ઉગારો ! બચાવો પ્રિયાને મનાવો !
હતી વિધવા પણ ઘણી કાન્તિ જેની ?
અહા ! એક દીને મળી આંખ ત્હેની !
હતો સાધુ મંદિરનો યોગી ભાસે !
દીસે વીજ જેવો પ્રકાશે ઉજાસે.
મળી આંખ ત્હેની ! અને સાધુ ખાવા !
હવે બેઉ ચાલ્યાં ફૂળો ભિક્ષ ખાવા !
નિરાધાર છોડું રહે ઘેર પોતે !

મગમ બાઈ મની બાઈ એઠા ! પતિવ્રત જ્યોતે !
પૂનર્લગ્ન કીધુ પતિવ્રત ધારે !
સદા આવી રાંડા ! ગણા કૈક મારે !

## ગઝલ.

કીધા ટીલા અને ટપકા, વળી બાધુ પીધુ સૌકા,
અરે ! તે મેલના ટાકયો ! થયો સાધુ અરે ! શાને !
મુડાવી મૂછને દાઢી ! કપાળે ભાત જો પાડી !
હૃદય કીધુ નહિ રૂડુ ! થયો સાધુ અરે ! શાને !
ધરી માળા સદા હાથે, છુટા જો કેશ છે માથે,
ફરાડી ગાબતા માથે ! થયો સાધુ અરે ! શાને !
ત્યજી ધોળા સદા માટે. ધર્યા ભગવા ઘરે ઘાટે !
નથી કંઈ આખડી નમતી ! થયો સાધુ અરે ! શાને !
લીધી મુક્તિ થવા માળા ! બળે છે પેટમા લાળા !
અરે આ જંગલી પાળા ! થયો સાધુ અરે શાને !
નચાવે કંઈક જો નારી, ભરે તુજ આખડી ભારી.
કીધુ તે કામ હુ બકારી ! થયો સાધુ અરે ! શાને !
કરે તુ દેવની સેવા ! દયાળુ ઈશ્વરી દેવા,
રૂડા કંઈ બોધ ના લેવા ! થયો સાધુ અરે શાને !
ત્યજ્યા તે સર્વ સબંધી ! કરી આખો અરે ! અંધી!
છતા શુ ! ક્રૂર દુર્ગંધી ! થયો સાધુ અરે ! શાને !

આ પુસ્તકના ભાગ બીજા ટુંક સમયમા બહાર પડશે.
એકદમ સામટી લેનારને તદન સસ્તી મળશે મળો યા લખો

